# 2 એક જ દે ચિનગારી

**હરિહર ભટ્ટ**



**જન્મ : 1895 મૃત્યુ : 1978**

હરિહર પ્રાણશંકર ભટ્ટ અમદાવાદના વતની હતા. તેઓ અધ્યાપક હતા. કેટલોક સમય તેમણે વેધશાળાનું સંચાલન કરેલું. ખગોળ અને ગણિતનાં પુસ્તકો ઉપરાંત સુંદર કાવ્યો પણ લખ્યાં છે. 'હૃદયરંગ' એમનો કાવ્યસંગ્રહ છે.

**'એક જ દે ચિનગારી'** – આ પ્રાર્થના-કાવ્યમાં કવિ પ્રભુ પાસે ધનવૈભવ કે સત્તામહત્તા યાચતા નથી. 'મહાનલ'રૂપી પરમાત્મા પાસેથી એ તો માત્ર 'એક જ ચિનગારી'ની અપેક્ષા રાખે છે. કેવી નમ્ર છતાં ભવ્ય રચના !

---

એક જ દે ચિનગારી,
મહાનલ ! એક જ દે ચિનગારી
ચકમક લોઢું ઘસતાં-ઘસતાં
ખરચી જિંદગી સારી;
જામગરીમાં તણખો ન પડ્યો,
ન ફળી મહેનત મારી;
મહાનલ ! એક જ દે ચિનગારી
    ચાંદો સળગ્યો, સૂરજ સળગ્યો,
    સળગી આભઅટારી;
    ના સળગી એક સગડી મારી -
    વાત વિપતની ભારી;
    મહાનલ ! એક જ દે ચિનગારી
ઠંડીમાં મુજ કાયા થથરે;
ખૂટી ધીરજ મારી;
વિશ્વાનલ ! હું અધિક ન માગું -
માગું એક ચિનગારી;
મહાનલ ! એક જ દે ચિનગારી.



## શબ્દસમજૂતી

**ચિનગારી** (અહીં) જ્ઞાન અથવા સમજનો તણખો **મહાનલ** (અહીં) અગ્નિ-સ્વરૂપ પરમાત્મા, અગ્નિ તે ચૈતન્યનો, પ્રાણનો અગ્નિ **ઠંડીમાં** (અહીં) જડતાની, નિષ્ક્રિયતાની મૃત્યુ જેવી ઠંડીમાં

## ભાષાસજ્જતા

### સ્વર અને વ્યંજન :

ભાષાનો નાનામાં નાનો ઘટક (એકમ) તે ધ્વનિ છે. ભાષાના આવા ધ્વનિઓને આપણે પરંપરાથી 'સ્વર' અને 'વ્યંજન' તરીકે ઓળખાવીએ છીએ.

ફેફસાંમાંથી નીકળતી હવા શ્વાસનળી દ્વારા ત્યારે સ્વરપેટી-નાદતંત્રીઓમાં આવે ત્યારે અવરોધાય છે ને પછી મુખપથ કે નાસિકાપથ દ્વારા બહાર આવે છે ત્યારે ધ્વનિરૂપે સંભળાય છે.

- **સ્વર :** મોં કે નાકમાંથી ધ્વનિરૂપે સંભળાતું એ વાયુમોજું કોઈ અવરોધ વિના, જુદાં-જુદાં પોલાણોમાંથી આંદોલિત થઈને બહાર આવે ત્યારે **સ્વર** સંભળાય છે.

**દા.ત.,** અ, આ, ઈ, ઊ, એ, ઓ, .... વગેરે.

- **વ્યંજન :** મોં કે નાકમાંથી ધ્વનિરૂપે સંભળાતું એ વાયુમોજું ક્યાંક પૂરેપૂરું કે આંશિક રીતે અવરોધાઈને બહાર આવે ત્યારે **વ્યંજન** સંભળાય છે.

વ્યંજન એટલે વિ + અંજન, અંજન એટલે આંજવું, મેળવણી કરવી. જે ધ્વનિઘટક એકલો (સ્વતંત્ર) ન ઉચ્ચારાય પણ સ્વરની વિશિષ્ટ (વિ) મેળવણી કરવી પડે તેને વ્યંજન કહે છે.

- **અઘોષ ધ્વનિ :** નાદતંત્રી, મહદ્ અંશે અલ્પમાત્રા (અકંપ અવસ્થા)માં કંપે ને જે ધ્વનિ ઉત્પન્ન થાય તે **અઘોષ ધ્વનિ.**

**દા. ત.,** ક ખ, ચ, છ, ટ, ઠ, ત, થ...

- **ઘોષ ધ્વનિ :** નાદતંત્રી, સહેજ વધુ કંપનની અવસ્થામાં હોય ત્યારે જે ધ્વનિ ઉત્પન્ન થાય તે **ઘોષ ધ્વનિ.**

**દા.ત.,** ગ, ઘ, જ, ઝ, ડ, ઢ, દ, ધ....

| | કંઠ્ય | | તાલવ્ય | | (મૂર્ધન્ય) વર્ત્સ્ય | | દંત્ય | | ઓષ્ઠ્ય | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | અઘોષ | ઘોષ | અઘોષ | ઘોષ | અઘોષ | ઘોષ | અઘોષ | ઘોષ | અઘોષ | ઘોષ |
| અલ્પપ્રાણ > | ક | ગ | ચ | જ | ટ | ડ | ત | દ | પ | બ |
| મહાપ્રાણ > | ખ | ઘ | છ | ઝ | ઠ | ઢ | થ | ધ | ફ | ભ |

**ઘોષ-અઘોષ** સંજ્ઞાઓ છે, જે ધ્વનિના ઉચ્ચારણ વખતે નાદતંત્રીની વિશિષ્ટ સ્થિતિ દર્શાવે છે.

**અલ્પપ્રાણ-મહાપ્રાણ** સંજ્ઞાઓ છે, જે ધ્વનિના ઉચ્ચારણ વખતે અવરોધ થતાં કે અવરોધ દૂર થતાં, આવતા હવાના ધક્કાના જથ્થાને દર્શાવે છે.

**દા.ત.,** ‘ક’, ‘ખ’ અઘોષ છે. અકંપ કે અલ્પ માત્રાનો કંપ અનુભવતા ધ્વનિઓ છે. ‘ક’ કરતાં ‘ખ’ના ઉચ્ચારમાં નાદતંત્રીમાંથી હવા પસાર થાય છે, તે સાથે હવાનો જથ્થો નવો ધ્વનિ ઉત્પન્ન કરે છે તે જુઓ. આ મહાપ્રાણ ધ્વનિ છે.

- **અનુનાસિક ધ્વનિ :** મોં(મુખ)નો માર્ગ, અવરોધને કારણે બંધ થઈ જતાં, હવાનું મોજું નાક(નાસિકા) દ્વારા પસાર થાય ત્યારે અનુનાસિક ધ્વનિ સંભળાય છે.

ક, ખ, ગ, ઘ, [ઙ], ચ, છ, જ, ઝ, [ઞ], ટ, ઠ, ડ, ઢ, [ણ], ત, થ, દ, ધ, [ન], પ, ફ, બ, ભ, [મ]

[ ]માંના ધ્વનિઓ અનુનાસિક ધ્વનિઓ છે.

**અક્ષર :** મોટે ભાગે આપણે ‘વર્ણ’ને જ ‘અક્ષર’ કહીએ છીએ, પણ ભાષાના વિદ્યાર્થી તરીકે એનો ભેદ સમજી લેવો જરૂરી છે. ‘વર્ણ’માં સ્વર અને વ્યંજનનો સમાવેશ થાય છે, ‘અક્ષર’માં માત્ર સ્વરની તીવ્રતા જ.

**દા.ત.,** ‘પ્રાંત’ શબ્દ જુઓ. પ્ + ર્ + આ + ન્ + ત્ + અ




આ શબ્દમાં છ વર્ણ (letters) છે, જેમાં સ્વર-વ્યંજનનો સમાવેશ છે, પણ અક્ષર (syllable - શ્રુતિ) બે છે, જેમાં સ્વરોનો સમાવેશ થાય છે.

**1. નીચેના વ્યંજન-સ્વરને જોડીને શબ્દ બનાવો :**

(1) ખ્ + અ + ર્ + અ + ચ્ + ઈ =

(2) ત્ + અ + ણ્ + અ + ખ્ + ઓ =

(3) ચ્ + ઈ + ન્ + અ + ગ્ + આ + ર્ + ઈ =

**2. નીચેના શબ્દોમાંથી ધ્વનિઓ છૂટા પાડી તે સ્વર છે કે વ્યંજન તે જણાવો :**

જન, સળગી, મહાનલ.

## અભ્યાસ

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર માટે આપેલા વિકલ્પોમાંથી સાચો ઉત્તર શોધીને તેનો ક્રમ અક્ષર પ્રશ્ન સામેના ☐ માં લખો :**

(1) કવિ ઈશ્વર પાસે શું માગે છે ? ☐

(ક) જિંદગી (ખ) આભઅટારી (ગ) ધનસંપત્તિ (ઘ) ચિનગારી

(2) તણખો ક્યાં ન પડ્યો ? ☐

(ક) ચિનગારીમાં (ખ) જામગરીમાં (ગ) સગડીમાં (ઘ) વિપતમાં

**2. નીચેના પ્રશ્નોના એક-એક વાક્યમાં ઉત્તર આપો :**

(1) કવિ પોતાની મહેનત એળે ગઈ એમ શા માટે કહે છે ?

(2) કવિ કઈ વાતને ભારે વિપતની ગણે છે ?

## સ્વાધ્યાય

**1. નીચેના પ્રશ્નોના તમારા શબ્દોમાં ઉત્તર લખો :**

(1) કવિ માત્ર એક જ ચિનગારી શા માટે માગે છે ?

(2) 'જીવન ખરચી નાખવું' એટલે શું કરવું ?

(3) 'મહેનત ફળવી' એટલે શું ?

(4) 'જામગરી' શબ્દ અહીં કયા અર્થમાં વપરાયો છે ?

**2. (અ) નીચેના શબ્દોના બે-બે સમાનાર્થી શબ્દો લખો :**

(1) આનલ (2) વિપત (3) ચાંદો

(4) સૂરજ (5) કાયા (6) લોઢું

**(બ) નીચેના શબ્દોનો ઉપયોગ કરી દસથી બાર લીટીમાં એક ફકરો લખો :**

મંદિર, બંદગી, કુરાન, દેરાસર, અગિયારી, કલ્પસૂત્ર, બાઈબલ, ગુરુદ્વારા, ગ્રંથસાહેબ, ત્રિપિટક, પેગોડા, ભગવદ્ગીતા.

**3. નીચેના શબ્દો વચ્ચેનો સંબંધ સમજાવો :**

(1) સગડી અને આભઅટારી (2) કાયા અને માયા (3) થથરે અને ફફડે

## પ્રવૃત્તિ

- પ્રાર્થનાગીતો મેળવો અને ગાઓ.